# साबरमतीनुं तोफान.

સરવે શોખીલા સજ્જનોને વાસ્તે.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.

કે. બી. દેસાઈ.



અમદાવાદ.

ત્રીભુવન પ્રીન્ટીંગ પ્રેસમાં ત્રીભોવન કશીભાઇ
બારોટે છાપ્યું.

કિંમત એક આનો

૫૬૩૦

# સાબરમતીનું તોફાન

પરજીઓ

જીહાય હાય કેમ શેહશે ઉજેની રંડાપો ( એરાહ )

જીહાય હાયરે પાંણીએ જોર મચાવ્યું, હે પાંણીએ જોર મચાવ્યું;
સાબરમતીએ પાણી આવ્યું, જીહાય હાયરે— ૧
રાજનગર શેહેર હું કહાવું, તેનું વરણુન કરીને જણાવું;
તતુક્ષ ગામ માંહી ફુકાયું, જીહાય હાયરે— ૨
અઢાર તાણુંના સપટેંબર માસે, પાંણીએ વરતાવ્યો ત્રાસ ત્રાસ;
લોકો જીવ લઇને નાશે, જીહાય હાયરે— ૩
રાજનગરમાં વાએ વાત ચાલી, લોકો હાંસે જાય છે જોવા ચાલી;
જાન માલની થાય છેપાયમાલીરે, જીહાય હાયરે—૪
કરી પોકારો લોક ત્યાં દોડ્યા, ઘણા લોકોના નામ બચાવ્યા,
પ્રભુ આશું પ્રજા પર કોપ્યા, જીહાય હાયરે– ૫
હાહાકાર થયો શેહેર આખે, પ્રજા મુખથી ત્રાહે ત્રાહે ભાખે
દુઃખ પોતાનું જઈ ક્યાં દાખે, જીહાય હાયરે– ૬
લુટ મેડીને ઘર વસાવ્યા, દરવાજાએ તાળાં દેવાયાં;
સૌ સાચવે દોલત માયા, જીહાય હાયરે– ૭
બારી તણો આરો હું કહાવું, એક મીલ છે હાંસે જણાવું;
મીલ માંહી એ પાણી આવ્યું, જીહાય હાયરે– ૮

ત્યાંથી પાણી ચાલ્યું પુરપાટ, ઘણા લોકોને થાય ઉચાટ;
પોતાના ખાલી કરે હાટ, જીહાય હાયરે— ૯
મહદ શહેર તણી બહુ આવી, એમાં લોકો ગયા છે ફાવી,
દુકાનોનો માલ ઉઠાવી, જીહાય હાયરે— ૧૦
પડયું ભુંગારણ પુર માંહે. લોકો જીવ લઇ નાઠા જાએ;
પાછું દેખીને કરે હાય હાય, જીહાય હાયરે— ૧૧
સાબરમતી માતાએ કેર કીધો, કેટલાક જીવોનો દંડ લીધો;
ત્યારે લોકોએ આશરો દીધો, જીહાય હાયરે— ૧૨
કહે છે શેવક કે- શી- દલાલ, એમાં કેટલાક થયા હશે નીઆલ;
કેઇક થયા છે હાલ હવાલ, જીહાય હાયરે— ૧૩

## રાગ બનજારો.

આતો કોપ થયો છે ભારી, રાજનગર દશા શી છે તારી;
પ્રભુ કોપ આતો સો કીધો, ઘણા લોકોનો દંડ તે લીધો;
હવે શામુ જુંવોને અમારી, રાજનગર દશા શી તારી— ૧
પાંણી આવ્યું છે પુરપાટે; લોકોના જીવ બેઠા ઉચાટે,
હવે દશા શી થાસે અમારી, રાજનગર દશા શી તારી,— ૨
રેલ ગાંમ મહીતો ચાલી; લોકો ઘણા થયા છે લાચારી;
માટે પ્રભુ ચડોને વારી. રાજનગર દશા શી તારી— ૩
શંને અઢાર ત્રાણુંની સાલ, સપટેમ્બર મારા છે હાલ;
હવે ગતી શી થાશે અમારી, રાજનગર દશા સી તારી-- ૪
લોકો ઘણા કરે છે પોકાર, પ્રભુ સહાય કરોને આવાર;
દુઃખ આવી પડ્યું છે ભય કારી, રાજનગર દશા શી તારી— ૫
કહે છે શેવક કે- સી. દલાલ, લોકો ઘણા થયા છે કંગાળ;
આ અરજ સુણો અમારી, રાજનગર દશા શી તારી-- ૬

## ગરબી

( રાગ સહીયર દુઃખ સૂં દાખવું મન ભડકે બળે છે. )

હાય હાયરે હવે શું થશે, રાજનગરની માંય;
ઓચીંતુ પુંર આવીયું, વરત્યો ત્રાહે ત્રાહે,
હાયહાયરે હવે શું થશે રાજનગરની માંહે;
જયાં જોઉ ત્યાં હાય હાય છે, પાંણીનું નામ નામ;
જાણે માતાજી કોપીયાં, ચુસે રૂધીર ચામ—હાયરે ૨
રઈયતની મદદથી, થાયે સહુંનો બચાવ;
ચોગમ પાણી આવીયું, લોકો બહું ધભરાય--હાયરે ૩
મદદ આવી નહી હોતતો, સહેર થાત હેરાન
ધન્યધન્ય રૈયત સૌ શેહેરેની, બચાવ્યા બહુ જાન—હાયરે ૪
મદદ આવે લોક મગવા, આપે તેણે તરત
સાથે સૌ કોઇને મોકલી, સાહય કરે તરત—હાયરે ૫
લોકો જરીએ જંપે નહીં, ઉંધ આવે નહીં લગારે
પાંણીની ખબર સાંભળી, વરત્યો હાંહાકાર—હાયરે ૬
રેલ આવી છે ગામમાં, વાતો એમજ ચાલે
સૌ મનમાં પ્રભુનું નામ ભજે, બીજી નહી કંઈ વાત્ત—હાયરે ૭
કેશવ કહે છે મૂખથી, શુણો શાણા સાહેબો
લાચારી લોક ઘણા થયા, તેણે આપો મદદો હાય હાયરે ૮

( રાગ્રી. )

રેલ આવી છે ગામમાં, શાને કરો વીચાર
આવું દુઃખ આવી પડયું, નહીં ડરો લગાર-- રેલ
સાંને અઢાર શેત્રાણુંનો, સપટેમ્બર માસ

તારીખ પંદરમાં દીશે, ક્યાંથી આવ્યો છે કાળ—રેલ
અડચણ ક્યાંથી આવી ચડી, અણ ચીંતવી આજ
શાંરે પ્રભુ પાપ અમે કર્યાં, મારા મોટા મારાજ—રેલ
શંવત ઓગણીશ ચાર નવના, ભાધરવો છે માસ
સુદ પાંચમને શુકર છે, વરતાવ્યો છે ત્રાસ—રેલ
કેટલાંક ઘરો તુટી પડયાં, પડયાં અપરમપાર
નુકશાન આશરે એક લાખનું, અટકળ એમ થાય—રેલ
સાબરમતીરે માતા કોપીઆં, કોપ્યાં અપરમપાર
શીરે હવે દશા થશે, લોકો કરે વીચાર—રેલ
માયા લોકો ઘણી સાચવે, સાચવે છે તે વાર
ઓચીંતી આફત આવી પડી, દીલ બહુ મુંઝાય—રેલ

સમાપ્ત.



??? વાંચો વાંચો ???

છપાવવા માંડી છે.

# હિંદુસ્તાનના વાજબી હક.

હિંદુસ્તાનના વાજબી હક એ નામનું શુબોધક પુસ્તક છપાવવા માંડ્યું છે, તેનું કદ રોયલ સોળ પેજી ચાર ફરમાનું એટલે લગભગ ૬૪ પૃષ્ઠનું થશે,

શુજ્ઞ ગ્રાહકો વાંચી ખાત્રી કરો કે તે કેવો અપૂર્વ લઘુ ગ્રંથ છે કીંમત અગાઊથી ગ્રાહક થનાર પાશેથી ફક્ત. રૂ. ૦—૪—૦ પાછળથી રૂ. ૦—૫—૦ લેવામાં આવશે.

કે. સી. દલાલ
ખાડીયામાં કવેશ્વરની પોળસામે
અમદાવાદ.

કવિ ભવાની કૃત.

# સુદામા ચરિત્ર.

## નાટક પાંચ અંકી.



આવૃત્તિ બીજી—સુધારા વધારા સાથે.

આ નાટકની પ્રથમાવૃતિ, ભાવનગરના મરહુમ માજી લોકપ્રિય દિવાન શ્રીગવરીશંકર ઊદયશંકર ઓઝા સી. એસ. આઈ ને ખાસ પરવાનગીથી અર્પણ કરવામાં આવી હતી.

કિંમત બાર આના.

આગળથી નામ નોંધાવનારાઓની પાસેથી દશ આના લેવામાં આવસે.

અમદાવાદ
ખાડીયામાં કવેશ્વરની પોળ. સામે } કે. સી. દલાલ.